

# શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજ.

## આ સમાજના નિયમોની યાદી તથા આ સમાજના ધારા.

**( Memorandum & articles of association. )**

આ બ્રહ્મસમાજ સન ૧૮૬૦ ના ૨૧ મા ઍક્ટ પ્રમાણે સરકારમાં રજીસ્ટર કરાવવામાં આવ્યો છે.


છપાવી પ્રકટ કરનાર

**દલસુખરામ મગનલાલ દવે.**

સામાન્ય મંત્રી.

**શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજ કાર્યાલય.**

**અમદાવાદ.**

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦. સને ૧૯૧૨ સંવત ૧૯૬૯

મૂલ્ય રૂ. ૦—૧—૦



# શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજ.

આ સમાજના નિયમોની યાદી તથા આ સમાજના ધારા.

( Memorandum & articles of association. )

આ બ્રહ્મસમાજ સન ૧૮૬૦ ના ૨૧ મા ઍક્ટ પ્રમાણે સરકારમાં રજીસ્ટર કરાવવામાં આવ્યો છે.

છપાવી પ્રકટ કરનાર

દલસુખરામ મગનલાલ દવે.

સામાન્ય મંત્રી.

શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજ કાર્યાલય.

અમદાવાદ.

મૂલ્ય રૂ. ૦—૧—૦



શ્રી 'સત્યપ્રકાશ' પ્રિન્ટીંગ પ્રેસમાં શા. પ્રેમચંદ નહાલચંદ તથા ડાહ્યાભાઇ શકરાભાઇ ગાંધીએ છાપ્યું.
અમદાવાદ.



ૐ

# શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજ.

આ બ્રહ્મસમાજ સન ૧૮૬૦ ના ૨૧ મા એકટપ્રમાણે રજીસ્ટર કરવામાં આવ્યો છે.

વર્તમાનમાં આ શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજનું મંડળ નીચે લખેલા ગૃહસ્થોનું બનેલું છે—

| | |
|---|---|
| મહાત્મા શ્રીનથુરામ શર્મા. | બીલખા. |
| ત્રવાડી ગણપતરામ અનુપરામ. | સુરત. |
| આચાર્ય વિદ્યાશંકર કરૂણાશંકર. | પાટણ. |
| રાવળ દામોદરદાસ સાંકળેશ્વર. | અમદાવાદ. |
| દ્વિવેદી ગિરિજાશંકર કાશીરામ. | મુંબઈ. |
| રાવળ ગોવિંદજી મૂળજી. | ભૂમલી. |
| પંડ્યા હરગોવિંદ અજરામર. | ભાવનગર. |
| જાની દયાશંકર મોતીરામ. | વઢવાણ. |
| ત્રિવેદી કેશવલાલ ગિરધરલાલ. | અમદાવાદ. |
| રાવળ નર્મદાશંકર લાધાભાઇ. | રાજકોટ. |

આ બ્રહ્મસમાજના નિયમો સામાન્યસભાપાસે મંજુર કરાવવામાટે આ સમાજના પ્રમુખ મહાત્મા શ્રીનથુરામશર્માની આજ્ઞાથી રા. રા. ત્રવાડી જમિયતરામ નરભેરામ વકીલે તે નિયમોનો ખરડો કાઠીઆવાડમાં આવેલા શ્રીબીલખા મુકામે સં. ૧૯૬૮ ના જેઠસુદિ ૨ તા. ૧૮ મે સને ૧૯૧૨ ને શનિવારને રોજ સામાન્યસભામાં વાંચી સંભળાવ્યો, ને તેના ઉપર ચર્ચા થઇ, સર્વાનુમતે જે નિયમો મંજુર થયા તે નીચે દર્શાવ્યા છેઃ—

મંડળીના **નિયમોની યાદી ( મેમોરૅંડમ ઑફ એસોસીએશન. )**

## નામ

આ બ્રહ્મસમાજનું નામ "**શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજ**" છે.

સમાજ એટલે (ભારતવર્ષીય ઔદીચ્યબ્રાહ્મણોનું) આ ધારાધોરણને અનુસરીને રચાયેલું મંડળ.

## હેતુઓ.

આ સમાજના હેતુઓ નીચે પ્રમાણે છેઃ—

૧ ભારતવર્ષના ઔદીચ્યબ્રાહ્મણોમાં ધર્મ, અર્થ, વિદ્યા, નીતિ, કળા, ઉદ્યોગ, તથા આરોગ્યાદિની ઉન્નતિ કરવી.

૨ અનાથ, નિર્ધન, ને અપંગ બાળકો તથા સ્ત્રીપુરુષોને તેમજ નિરાધાર વિધવાઓને યોગ્ય શિક્ષણ અને સાહાય્ય આપવું.

૩ બાળલગ્નની, અતિવૃદ્ધાવસ્થાએ લગ્ન કરવાની, ને એક સ્ત્રી જીવતી હોય તે છતાં અસાધારણ પ્રયોજનવિના બીજી સ્ત્રી કરવાની રીત હોય તે કાઢી નાંખવા યોગ્ય ઉપાયો યોજવા.

૪ કન્યાવિક્રય ને વરવિક્રયનો ચાલ જે જે ભાગમાં હોય તે તે ભાગમાંથી તે ચાલ દૂર કરવો.

૫ લગ્ન, સીમંત, ને મરણની ક્રિયામાં શાસ્ત્રવિરુદ્ધની રૂઢિઓને વશ થઈ વધારે વ્યય ન કરવો.

૬ લગ્નવેળાએ ફટાણાં ગાવાની તથા મરણ પામનારની પછવાડે માર્ગમાં રોવા કૂટવા આદિની જે જે નઠારી રૂઢિઓ ચાલતી હોય તે દૂર કરવી.

૭ ઔદીચ્યજ્ઞાતિમાં ઐકયની વૃદ્ધિ કરવી.

૮ જ્ઞાતિમાં સદ્ધર્મ ને નીતિનું જ્ઞાન ફેલાવવાને યોગ્ય પુસ્તકો, માસિકો, તથા વર્તમાનપત્રો પ્રકટ કરવાં.

૯ ઉપર દર્શાવેલા હેતુઓ ઉપરાંત જ્ઞાતિની ઉન્નતિ અર્થે સમયપરત્વે બીજા જે જે ઉપાયો યોગ્ય લાગે તે યોજવા, અને અનુકૂલતાપ્રમાણે આચારમાં મૂકવા.

૧૦ પાછલા સમાજોએ કરેલાં કૃત્યો સ્વીકારવાં, તેનાં દફતરો, દસ્તાવેજો, સ્થાવરજંગમ મિલ્કત તથા ભંડોળ વગેરેનો કબજો લેવો, અને લેણું વસુલ કરવું તથા દેવું આપવું,

અને તે તે કામો કરવામાટે જે જે કાયદેસર પગલાં ભરવાં પડે તે ભરવાં.

૧૧ સમાજતરફથી મિલ્કત વેચવી તથા ખરીદવી, અને ગીરો, ભાડે, તથા પટે આપવી ને લેવી, તથા સમાજની મિલ્કત અને હક વગેરે સંબંધે યોગ્ય કોર્ટમાં દાવા કરવા, તથા તે બાબતમાં અને સમાજ ઉપર કોઇએ દાવો કર્યો હોય તો તેમાં ખાનગી સમાધાન કરવાં અથવા કરારદાદ કરવા.

૧૨ ઉપરના હેતુઓ પાર પાડવામાટે જે જે હીલચાલ કરવાની અગત્ય જણાય તે કરવી, અર્થાત્ તે હેતુઓ પાર પાડવામાટે દ્રવ્ય એકઠું કરવું, ભિન્ન ભિન્ન ઉદ્દેશો સફલ કરવામાટે અર્પણ થયેલું દ્રવ્ય સ્વીકારવું, તેનો વિગતવાર હિસાબ રાખવો ને વહીવટ કરવો, તથા તેને માટે ખાસ નિયમો ( રૂલ્સ ઍન્ડ બાઈલૉઝ ) ઘડવા.

આ બ્રહ્મસમાજની તરફથી તેનો વહીવટ કરવામાટે અને વ્યવસ્થા રાખવામાટે બીજો ઠરાવ થતાં સુધી નીચે જણાવેલા ગૃહસ્થોનું વ્યવસ્થાપકમંડળ નીમવામાં આવ્યું છે; અને તે વ્યવસ્થાપકમંડળને આ સમાજને લગતાં સર્વ કામો પાછળ લખેલા ધારાધોરણને અનુસરીને કરવાની સર્વ સત્તા આપવામાં આવી છે.

# વ્યવસ્થાપકમંડળ.

| નંબર. | | નામ. | ઠેકાણું | ધંધો. |
|---|---|---|---|---|
| ૧ | | મહારાજ શ્રીનથુરામશર્મા. | બીલખા. (કાઠિયાવાડ.) | ધર્મોપદેશ. |
| ૨ | શ્રીયુત | દામોદરદાસ સાંકળેશ્વર રાવળ. | શાહપુર, અમદાવાદ. | વેપાર. |
| ૩ | ,, | કેશવલાલ ગિરધરલાલ ત્રિવેદી. | રાયપુર, અમદાવાદ | સરકારી નોકરી. |
| ૪ | ,, | હરનારણ રામજી જાની. | બ્રહ્મપુરી, અમદાવાદ. | વકીલાત. |
| ૫ | ,, | દલસુખરામ મગનલાલ દવે. | ખાડીઆ, અમદાવાદ. | વેપાર. |
| ૬ | ,, | ઈશ્વરલાલ દેવશંકર વ્યાસ. | સુતારફલી, વીરમગામ. | વકીલાત. |
| ૭ | ,, | જટાશંકર હર્ષરામ વ્યાસ. | ઘોરીપોળ, સિદ્ધપુર. | ઇનામદાર. |
| ૮ | ,, | પ્રભાશંકર ગણપતરામ ત્રવાડી. | ડેરીઆવાડો, સિદ્ધપુર. | ઇનામદાર. |
| ૯ | ,, | ચતુર્ભુજ માણકેશ્વર ભટ્ટ. | સાદરા. (ઇડર.) | વકીલાત. |
| ૧૦ | ,, | વિદ્યાશંકર કરૂણાશંકર આચાર્ય. | પાટણ. | ,, |
| ૧૧ | ,, | દેવશંકર રામેશ્વર આચાર્ય. | ચાણસમા. (વસાઈ.) | નોકરી. |
| ૧૨ | ,, | મણિલાલ શામળભાઇ દ્વિવેદી. | નાંદોલ. | ,, |
| ૧૩ | ,, | નથુરામ લલ્લુરામ ભટ્ટ. | ગોઝારીયા. | વૈદક. |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૪ | શ્રીયુત | ગણુપતરામ અનુપરામ ત્રવાડી. | પગથિયા શેરી, સુરત. | પેન્શનર. |
| ૧૫ | ,, | અંબાલાલ કેવળરામ. | કડી, હાલ સિદ્ધપુર. | વકીલાત. |
| ૧૬ | ,, | રણુછોડલાલ અમૃતલાલ દેશાઈ. | ઘંટીઆડા, વડોદરા. | વતનદાર. |
| ૧૭ | ,, | ત્રિભોવન કૃષ્ણુરામ. | થામણા. | નોકરી. |
| ૧૮ | ,, | બાલકૃષ્ણુ બાપુજી જોશી. | માલવામાં, બડનગર. | વકીલાત. |
| ૧૯ | ,, | દયાશંકર મોતીરામ જાની. | વઢવાણ સીટી. | વેપાર. |
| ૨૦ | ,, | નથુરામ નરભેરામ પંડયા | મોરબી. | વેપાર. |
| ૨૧ | ,, | મણિશંકર મોરારજી દવે. | હળવદ. | વકીલાત. |
| ૨૨ | ,, | ત્રિભોવન બાલકૃષ્ણુ રાવલ. | ચુડા. | વેપાર. |
| ૨૩ | ,, | નર્મદાશંકર લાધાભાઈ રાવલ. | સદર બજાર, રાજકોટ. | પેન્શનર. |
| ૨૪ | ,, | હરિરામ ગંગારામ જોશી. | ગાંફ. (ભાલ) | ધીરધાર. |
| ૨૫ | ,, | ગોવિંદજી મૂળજી રાવલ. | ભૂમલી. (હાલ મુંબઇ.) | વેપાર. |
| ૨૬ | ,, | ભાઇશંકર ધનજી દવે. | ખંભાળીઆ. | નોકરી. |
| ૨૭ | ,, | ઓધવજી હીરજી બધેકા. | ભાવનગર પરા. | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૮ | શ્રીયુત | ગિરિજાશંકર કાશીરામ દ્વિવેદી. | ભાવનગર. | લેખક. |
| ૨૯ | ,, | ભીમજીભાઇ વૈજનાથ જોશી. | જેતપુર. | નોકરી. |
| ૩૦ | ,, | નરભેરામ કાશીરામ શુકલ. | ગોંડળ. | વેપાર. |
| ૩૧ | ,, | મહાશંકર મયાશંકર ત્રવાડી. | હડીઆણા જામનગર. | વૈદક. |
| ૩૨ | ,, | કાલીદાસ મોતીરામ દવે. | પરા, રાજકોટ. | ડોકટર. |
| ૩૩ | ,, | મણિશંકર અંબારામ રાવળ. | જામનગર. | નોકરી. |

અમો નીચે સહી કરનારાઓએ ઉપર પ્રમાણે સમાજના બંધારણનો આ કરાર અને આ સાથે ટાંકેલા તેના ધારા (આર્ટિકલ્સ ઑફ એસોશીએશન) કબુલ કરી તથા સમજી રાજી ખુશીથી આ દસ્તાવેજ કર્યો છે, અને તે અમોસાને કબુલ મંજુર છે, તેની ખાતરીબદલ કાઠિયાવાડમાં આવેલા શ્રીબીલખા મુકામે શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજના નવમા સંમેલન પ્રસંગે આજરોજ એટલે સં. ૧૯૬૮ ના જેઠસુદિ ૪ તા. ૨૦–૫–૧૯૧૨ ને રોજ અમોએ જાતે આ નીચે સહી કરી છે, તથા સાક્ષી કરાવી છે.

| સહી. | સાક્ષી. |
| --- | --- |
| નથુરામશર્મા. સહી. દા. પોતે.<br>ધર્મોપદેશક. ઠે. આનંદાશ્રમ,<br>બીલખા. કાઠિયાવાડ. | વકીલ જમિયતરામ નરભે-<br>રામ ત્રવાડી, સુરતના શાખ. |
| ગણપતરામ અનુપરામ ત્રવાડી.<br>સરકારી પેન્શનર, પગથીયા<br>શેરી, સુરત. | D. M. Davey. |
| કેશવલાલ ગિરધરભાઈ ત્રિવેદી.<br>નોકરી. રાયપુર, મકેરીવાડ,<br>અમદાવાદ. | D. M. Davey. |
| દયાશંકર મોતીરામ જાની.<br>દા. પોતે. વેપારી.<br>વઢવાણ સીટી. | D. M. Davey.<br>Hinglock Joshi's Pole,<br>Ahmedabad. |
| વિદ્યાશંકર કરૂણાશંકર આચાર્ય.<br>વકીલ. ઠે. ડોસીવાડા,<br>પાટણ–ગુજરાત. | M. M. Travadi.<br>Hadiana, Kathiawar. |

નર્મદાશંકર લાધાભાઈ રાવલ.
પેન્શનર. સીવીલ સ્ટેશન,
રાજકોટ.

રાવલ દામોદરદાસ સાંકળેશ્વર.
સહી. દા. પોતે. વેપારી.
ઠે. અમદાવાદમાં શાહપુર,
કુવાવાળી પોળ.

હરગોવિંદ અજરામર પંડ્યા.
સ્ટેશન માસ્તર,
ભાવનગર સ્ટેશન.

ગોવિંદજી મૂળજી રાવલ.
વેપારી. ભૂમલી. હાલ મુંબઈ.
કોટ, રાવલ કંપની,
બેન્ક સ્ટ્રીટ.

ગીરજાશંકર કાશીરામ દ્વિવેદી.
લેખક. રાણીકા, ભાવનગર.
અગર માંડવી નં. ૩ મુંબઇ.

Manishanker Ambaram
Raval. Jamnagar.

હીરાલાલ બાળગોવિંદ શાખ.
દા. પોતે. રાયપુર,
પખાલીની પોળ,
અમદાવાદ.

શંકરપ્રસાદ જયશંકર વ્યાસ.
બીલખા.

નૃસિંહપ્રસાદ કાલીદાસ ભટ્ટ.
ભાવનગર.

મોરારજી નારાયણજી અધ્યારૂ.
શાખ. અમદાવાદ. સ્વામી-
નારાયણના મંદિરનજીક.

ૐ

# શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજ.

## મંડળીના ધારા. (આર્ટીકલ્સ ઑફ્ એસોશીએશન.)

૧ આ બ્રહ્મસમાજમાં સપંક્ત ઔદીચ્ય બ્રાહ્મણવિના બીજા કોઇને સભાસદ થવાનો અધિકાર નથી, પણ કોઈ અન્ય ઉચ્ચ જ્ઞાતિના ગૃહસ્થ રૂપિયા દશ કે તેથી વધારે દ્રવ્ય આપીને હિતેચ્છુ થઈ શકે છે.

કયા કયા ઔદીચ્ય બ્રાહ્મણો સપંક્ત હોઈ સભાસદ થવાને યોગ્ય છે તે સમાજ પ્રસંગ પ્રાપ્ત થયે નક્કી કરશે.

૨ આ સમાજના હેતુઓ પાર પાડવામાટે ભંડોળની સ્થિતિઉપર ધ્યાન રાખી નીચેનાં સાધનોનો ઉપયોગ કરવામાં આવશે:—

क ઉપદેશકો તથા શિક્ષકો આદિ અગત્યપ્રમાણે રાખવામાં આવશે.

ख અગત્ય જણાશે ત્યાં પુસ્તકાલયો સ્થાપન કરાશે.

ग યોગ્ય વિદ્યાર્થીઓને પુસ્તકોની કે દ્રવ્યની યોગ્ય મદદ કરવામાં આવશે.

घ વર્ષોવર્ષ નિયમિત સમયે અથવા જ્યારે જ્યારે અગત્ય જણાશે ત્યારે ત્યારે યોગ્ય સ્થળે સમાજનાં આગળનાં જેવાં સંમેલનો કરવામાં આવશે.

ક્ર જ્ઞાતિને ઉપયોગી વર્તમાનપત્રો તથા માસિકો અને પુસ્તકો પ્રકટ કરવામાં અથવા રચાવવામાં આવશે, અને તેમનો પ્રચાર કરવામાં આવશે.

ચ અનાથાશ્રમો, વિધવાશ્રમો, પાઠશાળાઓ ને ધાર્મિકશાળાઓ ઇત્યાદિ કાઢવામાં આવશે.

૩ આ બ્રહ્મસમાજના જે હેતુઓ દેખાડેલા છે તેમાંનો કોઈ હેતુ હવે પછી કાઢી નાંખવા અથવા તેમાં કોઈ નવો હેતુ વધારવામાટે સભાસદોના ઓછામાં ઓછા ત્રણ પંચમાંશ મત જોઈશે. તે કરતાં ઓછા બહુ મતથી થયેલું કામ મંજુર થયું ગણાશે નહિ, પણ કામની અનુકૂળતાને ખાતર એવું ઠરાવવામાં આવે છે કે પહેલી મિટિંગવેળા ન થયેલું કામ કરવાને પંદર દિવસ અગાઉથી ખબર આપીને બોલાવેલી બીજી મિટિંગવેળા હાજર સભાસદોના ⅔ મતથી થયેલું કામ મંજુર ગણાશે.

૪ આ બ્રહ્મસમાજનું સર્વ કામ કરવાનો અધિકાર વ્યવસ્થાપકમંડળને છે.

૫ આ બ્રહ્મસમાજની સામાન્યસભા (જનરલ મિટિંગ)માં નીચે જણાવેલા ગૃહસ્થોનો સમાવેશ થાય છે:—

૧ આશ્રયદાતા—રૂપિયા એક હજાર અને તેથી વધારે રકમ આપનાર.

૨ ઉપાશ્રયદાતા—રૂપિયા ૫૦૦ અને તે ઉપર ને હજારની અંદરની રકમ આપનાર.

૩ દાતા—રૂપિયા અઢી સો અને તે ઉપર અને પાંચ સોની અંદરની રકમ આપનાર.

૪ જીવનપર્યંતના શ્રેષ્ઠ સભાસદ—રૂપિયા સોથી માંડીને અઢી સોની અંદરની રકમ આપનાર.

ક પ્રત્યેક માસે એક રૂપિયો આપનાર વા પ્રત્યેક વર્ષે બાર રૂપિયા આપનાર અનુક્રમે શ્રેષ્ઠ માસિક સભાસદ અથવા શ્રેષ્ઠ વાર્ષિક સભાસદ ગણાશે.

૫ જીવનપર્યંતના સામાન્ય સભાસદ—એક વેળા રૂપિયા વીશ કે તેથી કાંઈ વધારે રકમ આપનાર.

૬ વાર્ષિક સભાસદ પ્રથમ વર્ગ—પ્રત્યેક વર્ષે પાંચ રૂપિયા આપનાર.

૭ વાર્ષિક સભાસદ દ્વિતીય વર્ગ—પ્રત્યેક વર્ષે ત્રણ રૂપિયા આપનાર.

સૂચનાઃ—૧ અંક ૧–૨–૩–૪ માં જણાવેલી રકમ સમાજના સામાન્ય હેતુમાટે અથવા અમુક હેતુમાટે આપવાથી તે અંકમાં જણાવેલી પદવીને તે પાત્ર થઈ શકશે.

૨ ઉપર જણાવેલા તમામ વર્ગના સભાસદોને સમાજમાં આવવાનો અને મત આપવાનો અધિકાર છે.

૩ ઉપરના પહેલા ત્રણ વર્ગમાં પેઢીનું, સમૂહનું કે મરણ પામેલા ગૃહસ્થનું નામ આપી શકાશે, પણ એવી વેળાએ તેના વહિવટ કરનારનું નામ પણ આપવું. વહિવટ કરનારના હક સભાસદના હકજેવા ગણાશે.

૬ આ બ્રહ્મસમાજનું કામ કરવા ઉપર લખેલા સભાસદોમાંથી નીચે લખેલા અધિકારીઓ નીમવામાં આવશેઃ—

૧ પ્રમુખ, ૨ ઉપપ્રમુખ, ૩ બે મંત્રીઓ, ૪ બે કોશાધિકારીઓ, અને ૫ બે હિસાબ તપાસનારા.

અપવાદઃ—મંત્રી અથવા મંત્રીઓ સમાજના સભાસદ નહિ હોય તોપણ તેમને મંત્રીતરીકે નીમી શકાશે.

૭ આ અધિકારીઓ ને વ્યવસ્થાપકમંડળ પ્રત્યેક વર્ષે વાર્ષિક સામાન્યસભામાં નીમવામાં આવશે, અને તેઓ બીજાઓની નીમનોક થતાં સુધી કાયમ ગણાશે, તેમજ એના એજ ગૃહસ્થો ફરી નીમવાને માટે પણ લાયક ગણાશે. વ્યવસ્થાપકમંડળમાં કે અધિકારીઓમાં કોઈ જગા ખાલી પડે,

અથવા અમુક સમયમાટે કોઈની ગેરહાજરી હોય તો તે મંડળ અગત્ય જણાયે સમાજના સભાસદોમાંથી કોઇ યોગ્ય સભાસદની તે જગાએ નીમનોક ચાલુ વર્ષને માટે કે તેટલા સમયને માટે કરી શકશે.

૮ પ્રમુખ સામાન્યસભામાં કે વ્યવસ્થાપકમંડળમાં સભાપતિ થશે. તેમની ગેરહાજરીમાં ઉપપ્રમુખને સભાપતિ નીમી શકાશે. ઉપપ્રમુખ પણ હાજર ન હોય તો મત આપવાના અધિકારવાળા સભાસદમાંથી કોઇ પણ યોગ્ય સભાસદને સભાપતિ નીમી શકાશે.

૯ સમાજના નિયમોપ્રમાણે થયેલા સભાસદોની સામાન્યસભામાં દશથી ઓછા સભાસદો હાજર હશે તો કામ ચાલી શકશે નહિ. એવા પ્રસંગે સભા ફરી બોલાવવી, અને તે સભામાં જો ઓછા સભાસદો હાજર થયા હશે તોપણ પ્રથમની સૂચનામાં (નોટીસમાં) લખેલું કામ કરી શકશે.

૧૦ સામાન્યસભા મળવાની જગા, માસ, તિથિ, વાર, ને સમય, તથા તેમાં જે કામો મૂકવાનાં હોય તેના સમાચાર મત આપવાને હકદાર સભાસદોને ઓછામાં ઓછા દશ દિવસની પહેલાં આપવામાં આવશે.

૧૧ કાયદેસર રીતે આપેલી, સભાના સમયપહેલાં ૪૮ કલાક અગાઉ નોંધાવેલી, અને સભાસદોને આપેલી પ્રોક્ષીથી મત આપી શકાશે.

૧૨ સામાન્યસભા ને વ્યવસ્થાપકમંડળની સમીપના પ્રશ્નોનો નિર્ણય બહુમતથી કરવામાં આવશે, પરંતુ કોઈ પ્રશ્નના નિર્ણયમાં સરખા મત પડશે તો તે વેળા સભાપતિના બે મત ગણાશે.

૧૩ પાંચમા નિયમના અંક ૧-૨-૩ માં જણાવેલી રીતે આવેલું દ્રવ્ય તથા અંક ૪ क નાં નાણાંની અર્ધી રકમ સમાજનું સ્થાયી ભંડોળ ગણાશે, અને તેનું વ્યાજ તથા અંક ૪ ને ૪ क ની અર્ધી રકમ તથા અંક ૫-૬-૭ ની ઉપજ ચાલુ ખર્ચમાં વપરાશે.

૧૪ સમાજનું દ્રવ્ય ઇંડિયન ટ્રસ્ટ એકટના ધોરણપ્રમાણે સારી જામીનગિરિમાં રોકવામાં આવશે.

૧૫ સમાજનું દ્રવ્ય વ્યવસ્થાપકમંડળ કોશાધિકારીમાંથી એક ગૃહસ્થને વખતોવખત ઠરાવે તે, તથા તેની સાથે એક મંત્રી એમ બેનાં નામથી વ્યાજે મૂકવામાં વા રોકવામાં આવશે. તે બંને એ દ્રવ્યનું વ્યાજ આદિ લઈ શકશે, વ્યવસ્થાપકમંડળની અનુમતિથી' દ્રવ્ય ઉપાડી શકશે, ને સિક્યુરિટીઓ વેચી શકશે, ને એ સર્વ વિષયોના સંબંધનો પત્રવ્યવહાર મંત્રીઓના નામથી ચાલશે.

મંત્રીઓપાસે રૂપિયા સોથી વધારે રકમ જ્યારે જ્યારે થાય ત્યારે ત્યારે વધારાની રકમ કોશાધિકારીને આઠ દિવસમાં સ્વાધીન કરવી, અને કોશાધિકારીપાસે રૂપિયા અઢી સોથી વધારે રકમ આઠ દિવસઉપરાંત રહેશે નહિ.

ઉપર કહેલી રીતે નીમેલા અધિકારીની ગેરહાજરીમાં અથવા તેમની જગા ખાલી થાય તો તેમનું સર્વ કામ વ્યવસ્થાપકમંડળ જે નવા અધિકારીઓને આ કામમાટે નીમે તે કરી શકશે. ઉપર જણાવ્યા પ્રમાણે વ્યવસ્થાપક-મંડળે જે અધિકારીઓને દ્રવ્યસંબંધી અધિકાર આપ્યો હશે તે અધિકાર તેમની પાસેથી અગત્ય જણાય ત્યારે પાછો ખેંચી લેવાની તે વ્યવસ્થાપકમંડળને સંપૂર્ણ સત્તા છે.

૧૬ ભિન્ન ભિન્ન જાતનાં ભંડોળ તથા અમુક હેતુથી મળેલા દ્રવ્યની વ્યવસ્થા જે જે કાર્યમાટે અને જે જે શરતોથી તે મળેલ હશે તે તે કાર્યમાટે અને તે તે શરતો-પ્રમાણે તેની ઉપજના પાંચ ટકા ચાલુ ખર્ચમાટે કાપીને કરવામાં આવશે.

---

## વ્યવસ્થાપકમંડળ.

૧૭ નિયમ પાંચમાના અંક ૧–૨–૩–૪–૪क–૬ ને ૭ માં દેખાડેલા તથા અંક ૫ માંના રૂપિયા વીશ કે તેથી

વધારે દ્રવ્ય આપનાર ગૃહસ્થોમાંથી અધિકારીઓસહિત પંદરથી ઓછા નહિ, ને પાંત્રીશથી વધારે નહિ એટલા ગૃહસ્થોનું એક વ્યવસ્થાપકમંડળ વાર્ષિક સામાન્યસભામાં નીમવામાં આવશે.

૧૮ વ્યવસ્થાપકમંડળમાં પાંચ સભાસદ હાજર હશે તો કામ ચાલશે, પરંતુ અધિકારી વર્ગે કરેલા કોઈ પણ કૃત્યસંબંધી ઠરાવ કરવાનો હશે તો તેઓ પૈકીના જે અધિકારીના કૃત્યસંબંધી ઠરાવ કરવાનો હશે તે અધિકારી હાજર હશે તોપણ મત આપી શકશે નહિ.

૧૯ સમાજની પાસેના દ્રવ્યની સ્થિતિપ્રમાણે કયા હેતુનો કયારે પ્રારંભ કરવો તેનો નિર્ણય કરવાનો અધિકાર વ્યવસ્થાપકમંડળને છે.

૨૦ જમીનો, મકાનો, કે બીજી કોઈ માલમિલ્કત વેચાતી લેવાની, પટે કે ગીરો રાખવાની, વેચવાની, પટે આપવાની, ગીરો આપવાની, ભાડે આપવાની કે ભાડે રાખવાની, તથા મકાનો બાંધવાની, તેમાં ફેરફાર કરવાની, કે તોડી નવાં બાંધવાની, અને તે સંબંધી સર્વ પ્રકારનો વ્યય વગેરે; ઉપરનાં સર્વ કામ કરવાની સત્તા આ વ્યવસ્થાપકમંડળને છે; પણ તેણે સામાન્યસભા આગળ અંદાજપત્રક (બજેટ) રજુ કરીને પ્રથમથી મંજુર કરાવી લેવું જોઇએ; અને તે મળેલી મંજુરીપ્રમાણે વ્યવસ્થાપકમંડળે બધો

વહિવટ કરવો, પરંતુ આવતા સમાજસુધી ચાલુ ખર્ચ ઉપરાંત વાર્ષિક રૂપિયા પાંચ સો સુધીનો આવશ્યક ખર્ચ પ્રમુખની મંજુરી લઈને વ્યવસ્થાપકમંડળે કરવાનું ઠરાવવામાં આવે છે. ઉપરના વ્યવહારના લેખોઉપર સહી કરવાનો અધિકાર આ વ્યવસ્થાપકમંડળ મંત્રીઓને આપી શકશે.

૨૧ સમાજનાં નાણું કઇ કઇ જામીનગિરિમાં રોકવાં, તે આ વ્યવસ્થાપકમંડળ નક્કી કરશે.

૨૨ સમયે સમયે જે જે નોકરો રાખવા પડશે તે આ વ્યવસ્થાપકમંડળની અનુમતિથી મંત્રીઓ રાખશે.

૨૩ ભિન્ન ભિન્ન હેતુ પાર પાડવામાટે તથા ભિન્ન ભિન્ન ખાતાં ચલાવવામાટે આ વ્યવસ્થાપકમંડળ બીજાં મંડળો અને તેના મંત્રીઓ સ્વસ્થાને કે પરગામમાં નીમશે, તથા તેના કામકાજના નિયમો નક્કી કરશે.

૨૪ પ્રતિવર્ષે સમાજના કામનો વાર્ષિક વૃત્તાંત તથા હિસાબ તૈયાર કરી સામાન્યસભામાં અનુમતિમાટે રજુ કરશે, તથા આવતા વર્ષમાટે અંદાજપત્ર (બજેટ) અનુમતિમાટે રજુ કરશે, તેમજ મંડળીના ધારાની કલમ ૨ ની પેટા કલમ ઘમાં જણાવેલાં સંમેલનો કરશે, અને તે બાબતની ફી તથા નિયમો વગેરે નક્કી કરશે.

૨૫ આ બ્રહ્મસમાજને આ બ્રહ્મસમાજના કાનુનોમાં વધારો ઘટાડો સુધારો કે ફેરફાર કરવાની સંપૂર્ણ સત્તા છે.

## મંત્રીઓ.

૨૬ મંત્રીઓ વ્યવસ્થાપકમંડળના ઠરાવ આચારમાં મુકશે, હિસાબ રાખશે, સમાજની મિલ્કત સ્વાધીનમાં રાખી તેની સંભાળ રાખશે, સમાજના સર્વ નોકરોપર તથા કામ-કાજપર દેખરેખ રાખશે, સમાજને લગતો પત્રવ્યવહાર ચલાવશે, વ્યવસ્થાપકમંડળ બોલાવશે, સામાન્યસભા બોલાવશે, વ્યવસ્થાપકમંડળ તથા સામાન્યસભાના કામોની નોંધ કરશે, અને હિસાબનાં કાગળીઆં (વાઉચરો) રાખશે.

## હિસાબ તપાસનારાઓ.

૨૭ વાર્ષિક સામાંન્યસભામાં નીમાયેલા હિસાબ તપાસનારાઓ હિસાબ તપાસશે. તપાસ્યા વિનાનો હિસાબ સામાન્યસભામાં રજુ થઇ શકશે નહિ.

## કોશાધિકારીઓ.

૨૮ સર્વ ભંડોળો, પ્રોમીસરી નોટો, તથા બીજા કીંમતી લેખો, ને કાગળીઆં આદિ કોશાધિકારીઓ રાખશે, અને તે સમાજના હિસાબઉપર દેખરેખ રાખશે.

## સૂચના. (નોટીસ.)

૨૯ સમાજના સભાસદોને પ્રથમથી જે જે બાબતોની ખબર આપવાની હશે તે વિષે ટપાલમાર્ફત તેમના નોંધાયેલ શિરનામે ખબર આપવા ઉપરાંત બે જાહેર વર્તમાનપત્રોમાં પંદર દિવસ પહેલાં મંત્રીઓ નોટીસથી પણ ખબર આપશે, અને તે ઉપરથી દરેક સભાસદને ખબર મળી છે એમ ગણી લેવામાં આવશે.

# ઓફીસ.

૩૦ સમાજની રજીસ્ટર્ડ ઓફીસ હાલ અમદાવાદ ખાતે ખાડીઆમાં કવીશ્વરની પોળમાં ઘર નં૦ ૮૮૬ માં રહેશે, અને અગત્ય જણાયે ભારતવર્ષમાં ગમે તે સ્થળે સામાન્ય-સભાને તે ફેરવવાની સત્તા છે.

ઉપર જણાવેલા નિયમો અમોએ સમજીને રાજી ખુશીથી કબુલ રાખ્યા છે તેની ખાત્રી બદલ શ્રીબીલખા આનંદાશ્રમમાં સંવત્ ૧૯૬૮ ના જેઠસુદિ ૪ તા. ૨૦ મે સને ૧૯૧૨ સોમવારના રોજ અમોએ આ નીચે સહી કરી છે, તથા સાક્ષી કરાવી છે.

| સહી. | સાક્ષી. |
| --- | --- |
| નથુરામશર્મા. સહી. દા. પોતે. ધર્મોપદેશક. ઠે. આનંદાશ્રમ, બીલખા. કાઠિયાવાડ. | વકીલ જમિયતરામ નરભેરામ ત્રવાડી, સુરતના શાખ. |
| ગણુપતરામ અનુપરામ ત્રવાડી. સરકારી પેન્શનર. પગથિયા શેરી, સુરત. | D. M. Davey. |
| કેશવલાલ ગિરધરભાઇ ત્રિવેદી. નોકરી. રાયપુર, મકેરીવાડ, અમદાવાદ. | D. M. Davey. |
| દયાશંકર મોતીરામ જાની. દા. પોતે. વેપારી. વઢવાણુ સીટી. | D. M. Davey. Hinglok Joshi's Pole. Ahmedabad. |

વિદ્યાશંકર કરૂણાશંકર આચાર્ય.
વકીલ. ઠે. ડોસીવાડા, પાટણ. ગુજરાત.

M. M. Travadi.
Hadiana, Kathiawad.

નર્મદાશંકર લાધાભાઈ રાવલ.
પેન્શનર. સીવીલ સ્ટેશન. રાજકોટ.

Manishanker Ambaram
Raval. Jamnagar.

રાવલ દામોદરદાસ સાંકળેશ્વર.
સહી. દા. પોતે. વેપારી. ઠે.
અમદાવાદ. શાહપુર, કુવા-
વાળી પોળ.

હીરાલાલ બાળગોવિંદ શાખ.
દા. પોતે. રાયપુર, પખા-
લીની પોળ, અમદાવાદ.

હરગોવિંદ અજરામર પંડ્યા.
સ્ટેશન માસ્તર. ભાવનગર સ્ટેશન.

શંકરપ્રસાદ જયશંકર વ્યાસ.
બીલખા.

ગોવિંદજી મૂળજી રાવલ. વેપારી.
ભૂમલી. હાલ મુંબઈ—કોટ, રાવલ
કંપની, બેન્ક સ્ટ્રીટ.

નૃસિંહપ્રસાદ કાલીદાસ ભટ્ટ.
ભાવનગર.

ગીરજાશંકર કાશીરામ દ્વિવેદી.
લેખક. રાણીકા, ભાવનગર. અગર
માંડવી. નં. ૩ મુંબઈ.

મોરારજી નારાયણજી અધ્યારૂ
શાખ. અમદાવાદ. સ્વામી-
નારાયણના મંદિરનજીક.

---

Certified to be true Copy.

1 Ganpatram Anupram Travadi.
2 Girjashanker Kashiram Dwivedy.
3 Dalsukhram Maganlal Davey.

Members of the Managing Committee.

## પરિશિષ્ટ अ.

# Certificate of Registry

## OF THE

**Memorandum of association** and copy **of the Rules of the Shri Bharat Warshiya Audichya Brahma Samaj** Under Act No. XXI of 1860 of the Legislative Council of India.

I certify that the above Society has this day been duly Registered persuant to the provisions of the abovenamed Act.

Dated at Bombay, the 18th day of July 1912.

Registrar's Office Seal.

Sd./ *J. C. D'Almeida.*

*Registrar of Joint-Stock Companies, BOMBAY.*



